# 96 બિલાડીઓ



બર્નાર્ડ વાઇસમેન

મેડમ લેનોર એની બધી 96 બિલાડીઓને બહુ પ્રેમ કરતી હતી! પણ આટલી બધી બિલાડીઓના પાલન-પોષણમાં એની ક્ષમતાથી વધારે ખર્ચ થઈ ગયો અને ટૂંક સમયમાં બિલાડીઓ ભૂખથી તડપવા લાગી. અફસોસ! એની બધી જમા પુંજી વેચ્યા પછી પણ એ એને માટે જરૂરી દૂધ, માંસ અને માછલી ખરીદીને લાવી ન શકી. બિલાડી ચાલાક પ્રાણી તરીકે જાણીતી છે, પણ આ 96 બિલાડીઓ અત્યાર સુધી જન્મેલી સૌથી ચબરાક બિલાડીઓ હતી! એણે યોજના બનાવી અને પૈસા કમાવાનો સૌથી અદ્ભૂત રસ્તો શોધી કાઢ્યો. શું તમે ક્યારેય ઉંદરને ભગાવવા અથવા ધ્વજસ્તંભ ને રંગવા માટે બિલાડીને કામ પર રાખવાનું વિચાર્યું છે? એમણે એના વિષે વિચાર્યું અને મેડમ લેનોર માટે પૈસા કમાવાનાં બીજા ઘણા ઉપાય વિષે પણ વિચાર્યું. તમે કોઈ આપત્તિથી કેવી રીતે બચી શકો? બિલાડીઓને કામ પર રાખીને!

## લેખક-ચિત્રકાર વિષે

બર્નાર્ડ વાઇસમેન નો જન્મ અને પાલન-પોષણ ન્યૂયોર્ક શહેરમાં થયો હતો. એણે બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન યુનાઇટેડ કોસ્ટ ગાર્ડમાં સેવા આપી અને ત્યાં રહીને કાર્ટૂન બનાવ્યા, જેને લીધે એની કારકિર્દીની શરૂઆત થઈ. એણે ન્યૂયોર્ક પત્રિકા માટે કામ કર્યું, બાળકોના પુસ્તકો અને પત્રિકાઓ ચિત્રિત કર્યા અને ઘણા પ્રમુખ વાણિજ્ય અભિયાનો માટે કલાનું કાર્ય કર્યું. શ્રી બર્નાર્ડ વાઇસમેને ઔપચારિક સ્કૂલોનો લાભ લીધા વગર એની શૈલી અને કૌશલને વિકસિત કર્યા, જોકે એણે કલાની સ્કૂલો માં શીખવ્યું છે. એ પરણેલા છે અને પીટર નામનો દીકરો છે.

# 96 બિલાડીઓ



બર્નાર્ડ વાઇસમેન



મેડમ લેનોર નામની એક વૃદ્ધ મહિલા પાસે 96 બિલાડીઓ હતો
તો પણ એને વધારે બિલાડીઓ જોઈતી હતી.



એણે બિલાડીઓને સારામાં સારું ખાવાનું આપ્યું. જોકે એનો ખર્ચ બહુ વધારે હતો, પણ એણે એની પરવા ન કરી.

પણ એક બપોરે એના વકીલે કહ્યું, "તમારી બિલાડીઓને ખવડાવવાનો ખર્ચ બહુ વધારે આવે છે! જો તમે આવી જ રીતે ખવડાવતા રહેશો, તો તમે બહુ જલ્દી બહુ વધારે ગરીબ થઈ જશો."





તો પણ એ દરેક બિલાડીનું પાત્ર ઘણું બધું માંસ, દૂધ અને માછલીથી ભરતી રહી.

થોડા સમયમાં એના બધા પૈસા વપરાઈ ગયા.



બિલાડીઓને ખવડાવવામાં એના બધા પૈસા ખર્ચ થઈ ગયા! એને એના મોતીની માળાઓ, વીંટીઓ અને બાકી બધી સુંદર વસ્તુઓ વેચવી પડી.



પણ જે પૈસા મળ્યા એ બહુ દિવસ સુધી ન ટક્યા.



૧૦૦ બિલાડીઓ ઘણું ખાવાનું ઝડપથી ખાઈ જાય છે!



એટલે એક રાત એવી આવી કે બિલાડીઓને ખાવાનો એક પણ કોળિયો ન મળ્યો. બિલાડીઓ ભુખ્યી હતી અને મિયાઉં મિયાઉં કરી રહી હતી - એક ને છોડીને, જે બહુ ઘમંડી હતી.



લીઓ નામની એ બિલાડીએ બૂમ પાડી, "ચૂપ! આપણને ખાવાનું જોઈએ છે, અને આપણને મિયાઉં મિયાઉં કરવાથી ખાવાનું નહીં મળે! આપણે અવાજ કરવા કરતા પૈસા કમાવા જોઈએ - તો ચાલો આપણે એવું કંઈ કરવાનો પ્રયાસ કરીયે."



"બિલાડીઓ પૈસા ન કમાઈ શકે!" એક મોટી બિલાડીએ કહ્યું. "કોને ખબર છે?" લીઓએ કહ્યું. "એમણે ક્યારેય કોશિશ કરી નથી."



સેમ નામની એક બિલાડીએ કહ્યું, "તમને ખબર છે, આ સાચું છે - પણ દુનિયામાં એવી કઈ વસ્તુ છે જે બિલાડીઓ કરી શકે?"

"ઉંદર ને પકડવાનું!" લેની નામની એક બિલાડીએ બૂમ પાડી. એક ઉંદરને પકડવાના આપણે એક પૈસા ની કિંમત માંગી શકીયે."



"આપણે ચાડિયો બની શકીયે!" ફ્લો નામની એક બિલાડીએ કહ્યું. "એવા પક્ષીઓ નો પીછો કરીએ જે મકાઈ અને ઘઉં ને ઉગવા દેતા નથી! પક્ષી નવા રોપેલા બીજને ખાવાનું પસંદ કરે છે. ખેડૂતને સારા ચાડિયા ની જરૂર છે."

"આપણે ધ્વજસ્તંભ ને રંગ લગાવીએ તો?" એક ભૂરી બિલાડી એ કહ્યું. "મને ખાતરી છે કે આપણે એવું કંઈક કરી શકીયે." "અને માછલીની દુકાનને સાફ કરી શકીયે," એક મોટી બિલાડીએ બૂમ પાડી. "હું તો અંદર જવા માટે સાવ તૈયાર છું."



એક બિલાડા એ ઘુરઘુર અવાજ કરતા કહ્યું, "મને માંસ ખાવું બહુ પસંદ છે. આપણે કસાઈ ની દુકાન સાફ-સુથરી રાખવાનું કામ કરીયે તો?"

જ્યોર્જ નામની એક બિલાડીએ કહ્યું, "મેં બીજું કંઈક વિચાર્યું છે. આપણે ભોંય પર પડેલું દૂધ સાફ કરી શકીયે!"



આપણે ખેડૂતના ઝાડ પરથી ફળ તોડી શકીયે અને ઉંદર ને પનીર કાતરતા રોકી શકીયે, અને જો લોકો ઝોકું લેતા હોય ત્યારે આપણે ઊંચા અવાજે રડવાનો અવાજ કરીયે, તો ભંગારવાળા ને ઘણા જોડી બૂટ વેચી શકીયે!"



સેમે કહ્યું, "બિલાડીના અભિનય વિષે શું કહો છો? મને ખાતરી છે કે ઘણી બિલાડીઓને અટકચાળા કરતા આવડે છે."



"બિલાડીઓ!" લીઓએ બૂમ પાડી. "આવો આપણે એક પાટિયું લગાવીએ! એક વાર આપણે કામ ચાલુ કરીયે, એટલે બધું બરાબર થઈ જશે."

એમણે લગભગ દસ ફીટ ઊંચું પાટિયું બનાવ્યું જે ચાલતા જતા લોકોને દેખાયું. લોકો ઉભા રહ્યા અને બોલ્યા, "આ તો મજાનું લાગે છે!" "શું મારે માટે કામ કરશો?" "મારે કામ કરાવવું છે!"





બિલાડીઓ આખો દિવસ ઉંદરને ભગાવતી રહી.



ચાડિયા બનેલી બિલાડીઓએ એક પણ પક્ષી ખેતરમાં રહેવા ન દીધા.



બિલાડીઓ સ્ફૂર્તિથી ધ્વજસ્તંભ પર ચઢી ગઈ અને માણસ
ની જેમ સરસ રંગ લગાવ્યો.



બિલાડીઓએ કચરો વગર માછલીની દુકાન સાફ કરી દીધી



અને કસાઈની દુકાનમાં પણ એવું જ કર્યું.



ફળ વીણવાવાળી બિલાડીઓએ ઘણા ફળ તોડયા, અને વૃદ્ધ ખેડૂત શ્મિટે કહ્યું, "બહુ સરસ!"



જયારે એણે જોયું કે બિલાડીઓ પનીરની રક્ષા કરી રહી છે, તો એણે કહ્યું, "કેટલું સરસ! બહુ-બહુ આભાર!"



બીજી બિલાડીઓએ ઢોળાયેલું દૂધ સાફ કર્યું. એમણે એ ત્યાં સુધી સાફ કર્યું જ્યાં સુધી એના પેટ ન ભરાયા.

બિલાડીઓ આખી રાત વાડ પર બેસીને આક્રંદ કરતી રહી,
અને લોકો પૂરી તાકાત થી પગરખાં ફેંકતા રહ્યા!

મહિલાઓ અને પુરુષોના પગરખાં હવામાં ઉડવા લાગ્યા,
અને ભંગારવાળાએ બધા ખરીદી લીધા.





જે બિલાડીઓમાં પ્રતિભા હતી, એ ટીવી પર આવી અને ઘણા અદ્ભૂત ખેલ કર્યા.



જયારે બિલાડીઓને એના બધા કામ માટે મહેનતાણું મળ્યું, તો એ એની કમાઈ એના પંજામાં દબાવી ને ઘરે લઈ ગઈ.



હવે, ફરીવાર, બધી બિલાડીઓ પાસે એક તાસક હતી જે માંસ, દૂધ અને માછલી થી ભરેલી હતી.

બિલાડીઓએ મેડમ લેનોર ની વસ્તુઓ પાછી ખરીદી લીધી - એની બંગડી, મોતી અને સુંદર વીંટીઓ.



બિલાડીઓએ એને માટે એક ગાડી, કપડાં અને ટોપીઓ ખરીદી. લોકો કહેવા લાગ્યા, "એ બહુ ચતુર બિલાડીઓ છે! મેડમ લેનોર બહુ ભાગ્યશાળી છે કે એને આવી પાળેલી બિલાડીઓ મળી. જરા એ ઉપહાર તો જુઓ જે એ મેડમ લેનોર માટે લાવી છે!" પણ થોડી એવી વસ્તુઓ હતી જે મેડમને એની બિલાડીઓ પાસેથી મળવાવાળા ઉપહાર થી પણ વધારે પસંદ હતી.





મેડમ લેનોરે કહ્યું, "મને સૌથી વધુ સારું લાગે છે, એ જાણીને કે મારી બિલાડીઓ હવે સારી રીતે ખાઈ-પી રહી છે - એ ખુશ છે - એને રમતા જોવી, અથવા એના સુંદર, મુલાયમ વાળને ચાટતા એનો ઘુરઘુર અવાજ સાંભળતા.

અને એ યાદ રાખતા કે એણે એનું કર્તવ્ય કેવી રીતે નિભાવ્યું; એ મારા દિલ ની સૌથી નજીક છે."

